બાળબ્રહ્મચારી

# આચાર્ય શ્રી કમળવિજયજીનુ

## સંક્ષિપ્ત જીવન ચરિત્ર

છપાવી પ્રસિદ્ધ કરનાર,

હીરાલાલ વર્ધમાન શાહ.

વઢવાણ શહેર.

આવૃત્તિ ૧ લી.  પ્રત. ૨૦૦૦.

ઇ. સ. ૧૯૧૯.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે
છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા-અમદાવાદ.

મૂલ્ય સદુપયોગ.

# બાળબ્રહ્મચારી

# આચાર્ય શ્રી કમળવિજયજીનુ

## સંક્ષિપ્ત જીવન ચરિત્ર

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હીરાલાલ વર્ધમાન શાહ.**

વઢવાણ શહેર.

આવૃત્તિ ૧ લી.    પ્રતં. ૨૦૦૦.

ઇ. સ. ૧૯૧૯.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે
છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા–અમદાવાદ.

મૂલ્ય સદુપયોગ.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૮૨૭૪
ગૂજરાતી કૉપીરાઈટ ગ્રંથ

# બે બોલ.



ગુરૂભક્તિ બતાવવા પંન્યાસશ્રી લાભવિજયજીએ કરેલી સૂચના ઉપરથી આ ટુંકું જીવન ચરિત્ર લખવા હું પ્રેરાયો હતો. ૧૯૭૩ની સાલમાં શેઠ સારાભાઈ ડાહ્યાભાઇએ ઉજમફૈની ધર્મશાળાએ ઉપધાન કરાવ્યાં તેની જ્ઞાનખાતાની ઉપજમાંથી આ પુસ્તક છાપવામાં આવ્યુ છે.

પ્રકાશક.

# આચાર્યશ્રી કમળવિજયજીનું
# સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

---

વિક્રમ સંવત ૧૯૭૪ ના આસો સુદ ૧૦ ને દિવસે શ્રીમાન્ પરમપૂજ્ય વિજયકમળસૂરીશ્વરે બારડોલી ગામમાં આ સ્થૂલ દેહનો ત્યાગ કર્યો. તેને આજે એક વર્ષ થયું છે. આજે આપણે બધા તેમની જયંતી ઉજવવા એકત્ર થયા છીએ. આપણે તેમનું જીવન ચરિત્ર વિચારી તેમાંથી ઉપયોગી લાગતાં તત્ત્વોનો ખ્યાલ લાવી આપણે તેમને આપણા જીવનમાં યોજીશું, તો તેજ તેમની તરફ આપણી ખરી ભક્તિ બતાવવાનો માર્ગ છે. ગુરૂની પ્રશંસા કરવા કરતાં જેઓ ગુરૂનાં વચનો બરાબર પાળે છે, અને તે પ્રમાણે વર્તે છે, તેઓ ખરા ગુરૂભક્ત કહેવાય છે. એક વર્ષ ઉપર તે હયાત હતા, આજે તે છે નહિ. આજે આપણી સંમુખ આપણે તેમની છબી જોઇએ છીએ. મહાન્ પુરૂષો કદાપિ મરણ પામતા નથી. તેઓ તેમના ઉમદા જીવનથી અને શુભ કામોથી સદા જીવતાજ છે.

શ્રી વિજયકમળ સૂરીશ્વરનું ટુંક જીવન ચરિત્ર નીચે પ્રમાણે છે.

આપણા ચરિત્રનાયક મુનિરાજશ્રી કુમળવિજયનો જન્મ પાલીતાણામાં સંવત ૧૯૧૩ના ચૈત્ર સુદ ૨ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ દેવચંદ હતું, અને તેમની માતાનું નામ મેઘબાઈ હતું; તેમના પિતાના બે મોટાભાઇ મુળચંદ તથા હીરાચંદ હતા. મેઘબાઇએ એક વખત સ્વપ્નમાં એક યતિને જોયો અને તેને વંદન કરીને પૂછયું કે મને શું લાભ થશે? તે યતિએ સ્વપ્નમાંજ જવાબ આપ્યો કે તમારે પુત્ર થશે, અને તે પુત્ર યુવાવસ્થામાં સાધુ થશે. તે સ્વપ્ન પછી મેઘબાઈને ગર્ભ રહ્યો અને ચૈત્ર સુદ ૨ ને દિવસે તેમનો જન્મ થયો. તેમનું નામ કલ્યાણચંદ રાખવામાં આવ્યું. તેમની સાત વર્ષની ઉમર થઇ તે પ્રસંગમાં દેવચંદ શેઠને પાલીતાણા ઠાકોર સાથે કોઈ કારણસર મત ભેદ થતાં વિશેષ વિરોધ ઉત્પન્ન થવાનો ભય જણાતાં પાલીતાણાનો ત્યાગ કરી તેઓ કુટુંબ સાથે ભાવનગર શહેરમાં જઈને વસ્યા. ત્યાં વ્યાવહારિક કેળવણીની શરૂઆત થઈ. તેમના પિતાને વ્યાવહારિક સાધનોની અનુકૂળતા ત્યાં નહતી, તેથી તેઓ પરબડી ગામમાં જઇને રહ્યા. તેથી તેઓને કેળવણી વચમાંથી છોડવી પડી અને તે પણ તેમના પિતાની સાથે તેમના વ્યાપારમાં મદદ કરવામાં જોડાયા. તે સાથે તેમનો ધાર્મિક અભ્યાસ શરૂ થયો. આ અરસામાં શાંતમૂર્તિ વૃદ્ધિચંદ્રજી મહારાજનું

ચાતુર્માસ ભાવનગરમાં હતું. ત્યાં જવા આવવાના પ્રસંગને લઇ તેઓશ્રીનો ધર્મોપદેશ સાંભળતાં ધર્મ ઉપર તેમની અડગશ્રદ્ધા થવા લાગી. કેટલોક સમય ત્યાં રહીને તેઓશ્રીએ આવશ્યકાદિ નિત્યક્રિયાઓનો અભ્યાસ કર્યો. તેમનામાં વૈરાગ્યની તીવ્રભાવના મૂળથીજ હતી, અને તે ભાવના પ્રમાણે તેમણે શરૂઆતમાં જ્ઞાનપંચમીનું તપ જીવન પર્યંત અંગીકાર કર્યું અને બીજાં પણ વીંટસી, મુઠસી આદિ અભિગ્રહો લીધા અને પાંચમાસ પર્યંત એકાસનાદિ વ્રત કર્યું.

તે પછી ૧૯૩૬ માં ફરીથી તેમને ભાવનગરમાં રહેવું પડ્યું. ત્યાં શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજ વિશેષ ભાગે રહેતા હતા. તેમના સંસર્ગમાં આવી નવપદજીનું આરાધન તેઓએ કર્યું, અને તેમનામાં ચારિત્ર લેવાની પ્રબળ ઇચ્છા થઇ. ચારિત્રમાં મનુષ્યને કંચન અને કામિનીનો ત્યાગ કરવાનો હોય છે, તો તે ચારિત્ર પાળવાને પોતે યોગ્ય થાય તે માટે તેમણે બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું. આ વ્રત તેમણે યાવજ્જીવ નિષ્કલંકપણે પાળ્યું. તેમના બ્રહ્મચર્યનો પ્રભાવ અપૂર્વ હતો. સાધુ થયા પછી લોકો પર તેમની છાપ પડતી હતી, તેમાં તેમના જ્ઞાન કરતાં તેમના હૃદયની વિશુદ્ધિ અને બ્રહ્મચર્યનો પ્રભાવ વિશેષ કારણભૂત હતાં.

આ સમયે શ્રીવૃદ્ધિચંદજીના વડિલ ગુરૂભાઇ ગચ્છાધિપતિ શ્રીમાન્ મુકિતવિજયજી ગણી જે અહીં મુળચંદજીના નામે સુપ્રસિદ્ધ છે, તે **અમદાવાદમાં** ચાતુર્માસ રહેવાના હતા. કલ્યાણચંદની ઇચ્છા દીક્ષા લેવાની હતી, પણ ભાવનગરમાં તેમ બની શકે તેમ ન હતું, માટે તેમને **અમદાવાદમાં** શ્રી **મુકિતવિજય** ગણી પાસે મોકલવામાં આવ્યા હતા. તે **મુળચંદજી** મહારાજ આજ ઉજમફાઇની ધર્મશાળામાં હતા, તેમની પાસે કલ્યાણચંદજીએ ૧૯૩૬ ના વૈશાખ વદ ૮ ને દિવસે ૨૩ વર્ષની વયે દીક્ષા અંગીકાર કરી; અને તેમનું નામ **કમળવિજયજી** રાખવામાં આવ્યું. ચાતુર્માસમાં આસો વદ ૨ ને દિવસે યોગ શરૂ કરવામાં આવ્યા અને ૧૯૩૭ ના કાર્તકવદ ૧૨ ને દિવસે **મોટી દીક્ષા** તેમના ગુરૂના નામથીજ આપવામાં આવી.

શરૂઆતનાં ત્રણ ચોમાસા ૧૯૩૬–૩૭–૩૮ ની શાલના ચોમાસાં—**અમદાવાદમાંજ** થયાં. અહીં તેમને ભણવાનો સારો પ્રસંગ મળ્યો હતો. વળી તે સાથે સૂત્રોના આરાધન નિમિત્તે **યોગોદ્વહન** કરવાનો પણ સમય સારી રીતે પ્રાપ્ત થયો. યુવાવસ્થામાં તપશ્ચર્યા ઘણી ઉપકારી છે. વિકારોપર કાબુ મેળવવવાને તે ઘણો ઉત્તમ માર્ગ છે. વિદ્વાનોને પણ નહિ વશ કરેલી ઈન્દ્રિયો ઘસડી જાય છે, માટે ઈન્દ્રિયો પર કાબુ મેળવવાને બાહ્ય તથા અભ્યંતર તપની

ઘણી આવશ્યકતા છે જો જ્ઞાનપૂર્વક તપ કરવામાં આવે તો તેથી શરીર કાબુમાં આવે છે, એટલું જ નહિ પણ મન પણ નિર્મળ અને શાન્ત થાય છે. જો કે. આ તપશ્ચર્યામાં તેમનો વિશેષ સમય પસાર થવાથી વધુ અભ્યાસ તેઓ કરી શકયા નહિ, પણ આ યુવાવસ્થામાં કરેલી તપશ્ચર્યા, અને વિકારોને વશ કરવાની પાડેલી ટેવ તેમને જીવન પર્યંત ઘણીજ ઉપયોગી થઇ પડી. આ ઉપરથી કોઇએ એવું અનુમાન બાંધવાની જરૂર નથી કે તેઓ ઓછા જ્ઞાની હતા, અથવા સૂત્ર સિદ્ધાંતના ઓછા જ્ઞાતા હતા. કારણ કે તેમણે વાંચેલા ગ્રન્થોનું ટીપણુ ઘણું લાંબુ થઇ જાય તેવું છે. તેમણે **સારસ્વત** વ્યાકરણ, **ચંદ્રિકા** વ્યાકરણ, **મોટી** ચંદ્રિકા વૃત્તિ, રઘુવંશ; કિરાટકાવ્ય, તર્કસંગ્રહ, તર્કસંગ્રહની **નીલકંઠીટીકા**; આ સંસ્કૃત ગ્રન્થોનો અભ્યાસ કરી આપણા આગમો પૈકી અભયદેવસૂરિની કરેલી ટીકા સાથે ભગવતીસૂત્ર, શ્રીમલયગિરીની ટીકા સાથે પન્નવણાસૂત્ર જ્ઞાતાધર્મકથાંગ મૂળ તથા ટીકા સહિત, શ્રીલક્ષ્મીવલ્લભની ટીકા સાથે ઉત્તરાધ્યયન, શ્રીવિનયવિજયજીની ટીકા સાથે કલ્પસૂત્ર, શ્રીઅનુત્તરોવવાઇસૂત્ર મૂળ ટબા સાથે, તે ઉપરાંત લોકપ્રકાશ, શ્રીધર્મરત્ન કરંડક, શ્રી શત્રુંજય માહાત્મ્ય, શ્રી દશવૈકાલિક સૂત્ર, આત્મ પ્રબોધ, ઉપદેશમાળા, શ્રાદ્ધવિધિ, શ્રી વાસુપૂજ્યચરિત્ર, શ્રી

ધમ્મિલચરિત્ર, શ્રી મલયાસુંદરીચરિત્ર, વૈરાગ્યકલ્પલતા, ષટ્દર્શન સમુચ્ચય, શ્રી સમરાદિત્ય ચરિત્ર, શ્રી શાંતિનાથ ચરિત્ર, શ્રીપાર્શ્વનાથ ચરિત્ર, શ્રી પાંડુચરિત્ર; શ્રી મહીપાલ ચરિત્ર, દાનપ્રકાશ, ગુણસ્થાનક્રમારોહ, સુલસા ચરિત્ર, આ સિવાય પરચુરણ નાના ગ્રન્થો સંખ્યાબંધ તેમણે વાંચ્યા હતા. તેથી તેઓ ભવ્યજીવોને પોતાની સરલ ભાષામાં હૃદયને અસર કરે તેવી રીતે શાંતિથી ઉપદેશ આપી શકતા હતા. તે ૩૮ વર્ષનો દીક્ષાપર્યાય પાળી ૧૯૭૪ ના આસો સુદ ૧૦ ને દિવસે સ્વર્ગવાસ પામ્યા. તેમાં તેમના ૩૯ ચોમાસાં જુદે જુદે સ્થળે થયાં. દરેક ગામમાં તથા શહેરમાં તેમણે કયાં સૂત્રો વાંચ્યાં, કેવો પ્રતિબોધ આપ્યો, લોકોમાં ચાલતા ઝગડાઓનો કેવી રીતે અંત આણ્યો, કયા પુરૂષો તથા સ્ત્રીઓને દીક્ષા આપી, કેટલા અઠ્ઠાઇમહોત્સવ તથા પૂજા પ્રભાવનાઓ કરાવી, એ બધાનું સવિસ્તર વર્ણન આપતાં તો પાનાનાં પાનાં ભરાઇ જાય. માટે તે બધું નહિ કહેતાં તેમના જીવનના મુખ્ય બનાવો કઇકઇ તારીખે બન્યા તેજ આપણે વિચારીશું

**સંવત ૧૯૧૩ ના ચૈત્ર સુદ ૨–જન્મ પરબડીગામમાં**

**સં. ૧૯૩૬ના વૈશાખવદી ૮–નાનીદીક્ષા અમદાવાદમાં**

**સં. ૧૯૩૭ના કાર્તક વદી૧૨–વડીદીક્ષા અમદાવાદમાં**

**સં૧૯૪૭ના જેઠવદી૧૩-ગણીપદવી તથાપંન્યાસપદવી**

**શ્રી લીંબડીના સંઘ સમક્ષ.**

**સં. ૧૯૭૨ ના મહાસુદ ૬ નેરવિવારે આચાર્ય પદવી અમદાવાદમાં**

**સં. ૧૯૭૪ ના આસો સુદ ૧૦ દેહત્યાગ—સ્વર્ગવાસ સુરત પાસે આવેલા બાર્ડોલી ગામમાં થયો હતો.**

તેમનાં ચાતુર્માસ નીચે પ્રમાણે થયાં હતાં.

ત્રણ ચાતુર્માસ અમદાવાદમાં, છ પાલીતાણામાં, પાંચ સુરતમાં, ત્રણ વડોદરામાં, બે પાટણ શહેરમાં, બે કુપડવંજ એક ધોરાજી, એક મેસાણા, એક માણસા, એક ઉંઝા, બે લીંબડી, એક વઢવાણ, એક પાદરા, એક મુંબાઇ, એક પુના, એક એવલા, એક બુરાનપુર, એક ડભોઇ, એક વીજાપુર, એક અમદાવાદ, એક ખેડા, અને છેવટનું ચોમાસું બાર્ડોલીમાં થયું હતું. આ ઉપરથી પણ આપણે જોઇ શકીએ છીએ કે તેઓશ્રી એકજ ગામમાં કે શહેરમાં પડી ન રહેતાં ભવ્ય જીવોને બોધ આપવા શહેરોમાં તથા ગામડામાં વિહાર કરતા હતા અને તેમની વાણીમાં એવી મીઠાશ અને નમ્રતા હતી કે તેમના સંબંધમાં આવનાર સર્વ ઉપર તેમની શાંતિની છાપ પડતી હતી. આ કારણથી તેઓશ્રી પોતાની પાછળ મુનિરાજ તથા સાધ્વીઓ મળી પોણાબસેંને આશરે મૂકી ગયા છે. તેઓના શિષ્યો તથા પ્રશિષ્યો તથા શિષ્યાઓ અને પ્રશિષ્યાઓનાં નામ ગણા-

વતાં લાંબી ટીપ થઇ જાય, માટે મુખ્ય કેટલાંક નામ ગણાવી સંતોષ માનીશું. સાધુઓમાં પંન્યાસશ્રી કેસરવિજયજી ગણી, પંન્યાસશ્રી દેવવિજયજી ગણી, પંન્યાસશ્રી મોહનવિજયજી ગણી, તથા મહારાજશ્રી ભાવવિજયજી તથા મુનિરાજશ્રી વિનયવિજયજી તથા પંન્યાસ શ્રી લાભવિજયજી ગણી તથા ન્યાયવિજયજી વગેરે; તથા સાધ્વીઓમાં મુખ્ય નામ નીચે પ્રમાણે છે:—

પ્રવર્તકનીજી સાધ્વી ગુલાબસીરીજી, પુણ્યસીરીજી, તથા પ્રેમસીરીજી તથા ખેમકોરસીરીજી તથા આનંદસીરીજી, તથા હરખસીરીજી તથા કુમળસીરીજી વગેરે.

આવડો મોટો સાધુ સાધ્વીનો પરિવાર હોવા છતાં તેમની શાંતિ તથા સહનશીળતા અને અનુપમ ચારિત્ર બળને લીધે માંહોમાંહે કદાપિ કુસંપ થયો હોય એમ સાંભળવામાં આવ્યું નથી. કદાચ કોઈ પ્રસંગે શિષ્યો કે પ્રશિષ્યોનાં મન કોઈ બાબતમાં ઉંચા થાય તો તેઓશ્રી કુનેહથી અને સમજાવટથી કામ કરી સર્વને શાંત કરતા હતા, અને તમે શા હેતુથી વૈરાગ્યભાવ ગ્રહણ કર્યો છે, એ સમજાવી તેમને નજીવી બાબતો વિષે તકરાર નહિ કરવાને બોધ આપતા હતા. તેમને ખટપટ બીલકુલ પસંદ હતી નહિ. ખટપથી કષાયની વૃદ્ધિ થાય છે, અને કષાયની વૃદ્ધિથી પાપ કર્મ બંધાય છે, માટે તેઓ ખટપટથી દૂર

રહેતા, એટલુંજ નહિ પણ જુદાજુદા ગામોમાં જ્યાં તે વિહાર કરતા હતા, ત્યાં તે ગામના મનુષ્યો વચ્ચે કાંઈ તકરારો હોય, ઝઘડા હોય, તો તેઓશ્રી સમજાવટ કરાવી તે તકરારો અને ઝઘડા દૂર કરાવવા પોતાનાથી બનતું કરતા હતા. આપણા ચરિત્રના નાયક આચાર્યશ્રીકમળવિજયજીનો સ્વભાવ તદ્દન શાંત હતો. તેઓની વૃત્તિ મીલનસાર હતી; અને સર્વ લોકોનું તેમના ભણી આકર્ષણ થતું, અને તે જ્યાં જાય ત્યાં લોકો ભક્તિભાવ ખરા જીગરથી તેમના ભણી બતાવતા હતા. તેઓને બીજા સાધુઓ પ્રત્યે કદાપિ ઇર્ષ્યાભાવ ન હતો. એક મ્યાનમાં બે તરવાર સમાય નહિ, અથવા તો પૃથ્વીમાં એક સૂર્ય જોઇએ, એવો અભિમાન તેમનામાં બિલકુલ ન હતો. તે જાણતા હતા કે **બધા સાધુઓ મહાવીર સ્વામીના સૈન્યના સુભટો છે.** કોઇ સુભટને મોટી પદવી આપવામાં આવે, છતાં તેઓના મુખ્ય નાયક તો મહાવીર પ્રભુજ છે. આવી ઉચ્ચ ભાવના હોવાથી સુરતમાં જ્યારે પંન્યાસ આણંદસાગરજીને આચાર્ય પદવી આપવાની ક્રિયા કરવામાં આવનારી હતી, ત્યારે તેઓશ્રી પોતાના અનેક શિષ્યો સાથે ત્યાં ગયા હતા, અને તેમાં પણ તેઓએ ઉત્સાહ ભર્યો ભાગ લીધો હતો. **આવી નિરભિમાનતા, આવી સરલહૃદયતા અને આવી ઉદારતા ભાગ્યેજ એક વ્યક્તિમાં એકઠી થએલી જોવામાં આવે છે.**

વળી સાધુ સમુદાયમાં પણ પરસ્પર એકતા રહે અને બધા અમુક નિયમો પ્રમાણે ચાલે માટે વડોદરા શહેરમાં જે સાધુ મુનિરાજો તથા સાધ્વીઓનો સમુદાય મળ્યો હતો, તે વખતે **પ્રમુખસ્થાન** પંન્યાસજી કમળવિજયજીને આપવામાં આવ્યું હતું. તે સમયે અનેક ભાષણો થયા બાદ નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

૧. દરેક સાધુ સાધ્વીએ પોતાના ગુરૂની આમ્નાયે (નિશ્રાયે) રહેવું. સ્વછંદતાએ એકલા વિચરવું નહિ.

૨. નવકલ્પી વિહાર કરવો. એક સ્થળે છુટા કાળમાં રહેવું નહિ. જુદા જુદા દેશોમાં વિચરવું.

૩. ઉપદેશ બદલાવવો. હાલ નવાં દેરાસર બાંધવાની જરૂર નથી. તેમજ સ્વામીવત્સલમાં પૈસા ખરચવાને બદલે જીર્ણોદ્ધાર, પુસ્તકોદ્ધાર કરવા તરફ શ્રાવકોનું ધ્યાન ખેંચવું.

૪. સાધુ સાધ્વીઓએ આપસ આપસમાં સંપની વૃદ્ધિ કરવી.

૫. **યોગ્યના તપાસી લાયકને દીક્ષા આપવી.**

૬. ગુરૂથી વિના પ્રયોજને જુદા થયેલા શિષ્યને તેના ગુરૂની રજા શિવાય ભેગો રાખવો નહિ.

આ નિયમો બહુ વિચાર પૂર્વક ઘડાયલા છે, અને તે જો બરાબર પાળવામાં આવે તો સાધુઓનું જીવન જૈન સમાજને ઘણું ઉપકારક થઈ પડે. આવા નિયમો ઘડવામાં

**પ્રમુખ તરીકે** આચાર્ય શ્રીકમળવિજયજીએ ઘણો મોટો ભાગ લીધો હતો.

તેઓ કયે કયે સ્થળે ફર્યા, કેવો કેવો ઉપદેશ આપ્યો, કોને દીક્ષા આપી, કોને વ્રત ઉચ્ચરાવ્યાં. એ બધી વિગતો અત્યારે ટુંક ચરિત્રમાં આપણે કહી શકીએ નહિ, પણ અમદાવાદમાં તેમને **આચાર્ય પદવી** આપવામાં આવી તથા બાડોલીમાં તેમનો કાળ થયો તત્સંબંધી જરા વિસ્તારથી કહેવાની જરૂર અમે વિચારીએ છીએ.

આપણે ઉપર વિચારી ગયા તે પ્રમાણે તેમને અમદાવાદમાં **નાની દીક્ષા** આપવામાં આવી હતી, **વડી દીક્ષા** પણ અમદાવાદમાં આપવામાં આવી હતી, અને મોટામાં મોટી **આચાર્યની પદવી** પણ આજ અમદાવાદ શહેરમાં આપવામાં આવી હતી., આ અમદાવાદ શહેરમાં શેઠ સારાભાઇ ડાહ્યાભાઇ અનોપચંદની વિનંતીથી ૧૯૭૨ ની સાલમાં ઉપધાન વહનની ક્રિયા ઉજમ ફઇની ધર્મશાળામાં કરાવવામાં આવી હતી. તે અવસરે સાધુસાધ્વીઓનો સમુદાય લગભગ બસેંને આશરે થયો હતો; અને ચતુર્વિધ સંઘના આગ્રહ પૂર્વક શેઠ કસ્તુરભાઇ મણિભાઇ, શેઠ વિમળભાઈ મયાભાઇ, શેઠ સારાભાઈ ડાહ્યાભાઇ તથા શેઠ લાલભાઇ દલપતભાઈના માતૃશ્રી વગેરેના આગ્રહથી ઉપધાન વાળાઓને માળા પહેરાવીને મહારાજશ્રીએ દેવવિ-

જયજી, મોહનવિજયજી તથા લાભ વિજયજીને ભગવતી-
જીના યોગ વહન કરાવીને નગરશેઠના વંડે ગણિપદ તથા
પંન્યાસ પદ આરોપણ કર્યાં હતાં અને અનુર્વિધ સંઘે
ઘણાજ આનંદ પૂર્વક મહારાજશ્રીને મહા સુદ ૬ ને
રવિવારે આચાર્ય પદવી આરોપણ કરી હતી. તે અવસરે
સર્વના હૃદયમાં સંતોષ થયો હતો, અને લાયકને લાયક
માન મળ્યું છે, એમ સર્વ કોઈના મુખમાંથી નીકળતું હતું.
તે અવસરે નગરશેઠ તથા શેઠ સારાભાઈ ડાહ્યાભાઈએ
સારી ભક્તિ બતાવી હતી. અને એવલા નિવાસી શેઠ
રંગીલદાસ દેવચંદવાળા સા. ભાગચંદ ચતુરે શ્રીફળની
પ્રભાવના કરી હતી. આ પછી તેઓશ્રી પાલીતાણે ગયા
હતા, અને ત્યાંથી અનેક સ્થળે વિહાર કરી સુરત આવ્યા
હતા અને સુરતમાં પંન્યાસશ્રી આનંદસાગરજીને આપ-
વામાં આવનારી આચાર્યપદવીના પ્રસંગે ભાગ લઈ તેઓ
શ્રી બાર્ડોલીમાં ચોમાસું રહેવા માટે પધાર્યા હતા. છેવટ
સુધી તેમનો દેહ સારી સ્થિતિમાં હતો, પણ આસો સુદ
૪ ને દિવસે ઝેરી તાવ શરીરમાં દાખલ થયો. ઘણા ઉપ-
ચાર કર્યા, પણ દિન પ્રતિદિન તાવનું જોર વધતું ગયું,
શરીરમાં કમતાકાત આવતી ગઇ, આસો સુદ ૯ મીના
દિવસે શ્વાસ ઘેરાવા લાગ્યો અને દશમીની સાંજે તેમણે
આ ઔદારિક દેહનો ત્યાગ કર્યો. તેમનો અમર આત્મા આ

ક્ષણવિનશ્વર દેહનો ત્યાગ કરી ઉપાર્જન કરેલાં શુભ કર્મો ભોગવવા ચાલ્યો ગયો. છેવટના સમયે તેમની સેવામાં પંન્યાસ લાભવિજયજી તથા જયમુનિજી તથા ક્ષાન્તિમુનિજી તથા પ્રેમવિજયજી તથા હેત વિજયજી હાજર હતા. તેમણે તેમનાથી બની તેટલી સેવા ચાકરી કરી પણ કાળ આગળ કોઇ બળવાન નથી. જેટલા જન્મ્યા તેટલા મરવાના, એ ન્યાયે આચાર્યશ્રીકમળવિજયજીનો સ્વર્ગવાસ થયો.

આપણે બધા તેમની જયંતી ઉજવવાને એકત્ર થયા છીએ. આપણે તેમના ગુણોને સંભારી બેસી રહીએ તો તેમની ખરી ભક્તિ કહેવાય નહિ. આપણે પણ તેમના ગુણોમાંથી એકાદ ગુણ આપણા હૃદયમાં ઉતારવો જોઇએ અને જ્યારે તે પ્રમાણે વર્તવામાં ભૂલ થાય ત્યારે **આચાર્યશ્રીની છબી** મન સંમુખ કલ્પી તેઓએ તે ગુણ કેવી રીતે ખીલવ્યો હતો, તેનો વિચાર કરવો, એટલે આપણામાં નવુંબળ આવશે. અને આપણે પણ તેમને પગલે થોડે ઘણે અંશે પણ ચાલવા સમર્થ થઇશું. એકવાર ફરીથી તેમની **શાંતિ** ક્ષમા, નિરભિમાનતા, **સરલતા**, ઉદારતા, અખંડ-બ્રહ્મચર્ય, તપશ્ચર્યા આદિ ગુણો તરફ તમારૂં લક્ષ દોરી આ તેમનું ટુંક જીવત સમાપ્ત કરૂં છું:



